॥ ओ३म् ॥

# વૈદિક સાર્થ સન્ધ્યા



મહર્ષિ દયાનન્દ સરસ્વતી

: પ્રયોજક :

પં. મયાશંકર શર્મા, આચાર્ય, ગુરુકુલ



| વિક્રમ સંવત | આર્ય સંવત | દયાનન્દાબ્દ |
|---|---|---|
| ૧૯૮૭ | ૧૯૭૨૯૪૯૦૩૨ | ૧૦૭ |

પ્રથમ આવૃત્તિ ] [ પ્રત ૫૦૦

## પ્રકાશક સબંધી ખુલાસો

આ પુસ્તક પ્રકાશિત કરવાનો ખર્ચ એક સુશીલ ઉદાર આર્યભ્રાતાએ આપ્યો છે પણ તેઓ "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" એ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના ત્રિકાલાબાધિત અમોઘ વચનને અનુસરનારા હોવાથી પવિત્ર કાર્યમાંથી આપોઆપ ફલિત થતી કીર્તિને પણ સ્વકર્ણગોચર થવા અવકાશ આપવા તૈયાર નથી. "**प्रदानं प्रच्छन्नम्**" દાન આપવું તો ગુપ્ત આપવું, સત્પાત્રમાં આપવું, એ સત્ય સનાતન વૈદિક ધર્મ છે; એ સૂત્રને તેઓ બરાબર અનુસરે છે. તે ભાઈ નોંધાયેલ આર્ય છે કે અણનોંધાયેલ છે તે મને બરાબર ખબર નથી, પણ આર્યસમાજના વાતાવરણમાં પૂર્ણ રંગાયા છે. મું. પ્ર. ગુરુકુળની પ્રથમ તેજસ્વિ પ્રભા એમના આત્મા અને પંચતન્માત્રા ઉપર દેદીપ્યમાન થઈ રહી છે. ખરેખર મહાનુભાવો સત્કાર્યના જ સાચા અર્થી હોય છે. શબ્દાડંબર એમનાથી ઘણો દૂર હોય છે. આ ગુણપક્ષપાતને લીધે તે ભાઇ પોતાનું નામ આ લઘુ પુસ્તક ઉપર પ્રકાશક તરીકે જોવા ઇચ્છતા નથી, તેથી મું. પ્ર. આર્ય વિદ્યા સભા આ પુસ્તકની પ્રકાશયિત્રી છે.

પં. મયાશંકર આચાર્ય

---

॥ ओ३म् ॥

# સન્ધ્યા કરનારને સૂચના

સન્ધ્યા કરવાનો સમયઃ— સૂર્યોદય પહેલાં લગભગ અર્ધા કલાકે શરૂ કરવી જોઈએ; અને સાંજે સૂર્યનો અસ્ત થાય ત્યારે શરૂ કરવી અને આકાશમાં નક્ષત્ર દેખાય ત્યાંસુધી કરવી. આ સમય થોડામાં થોડો બતાવ્યો છે. જો સમય અને અનુકૂલતા હોય તો વધુ સમય સુધી પણ સંધ્યા કરવી.

પ્રાતઃકાળે—સંધ્યાની શરૂઆત કરતાં પહેલાં દેહશુદ્ધિ કરવી એટલે શૌચ, દંતધાવન અને સ્નાન કર્યા પછી સંધ્યા કરવી.

સાયંકાળે--જો અનુકૂળતા હોય તો સ્નાન કરવું, નહિ તો હાથ, પગ, મુખ ધોઈ સ્વસ્થ ચિત્ત થઇ સંધ્યા કરવી.

સ્થાન—જ્યાં ગંદકી ન હોય, ઘોંઘાટ ન હોય, મચ્છર આદિ જીવજંતુનો ઉપદ્રવ ન હોય, સારી હવા હોય, એકાંત હોય, જમીન સપાટ હોય અને સુંદર કુદરતી દૃશ્ય હોય એવે ઠેકાણે પદ્માસન વાળી શાંત ચિત્તથી સંધ્યા કરવી. આસનો ઘણાં છે, તેમાંથી પોતાને અનુકૂળ આવે તેવું આસન વાળી બેસવું.

---

મુદ્રક : બાપુભાઇ કુબેરદાસ પટેલ, રા. પું. 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશનરોડ, આણંદ. તા. ૨૫ : ૯ : '૩૧
પ્રકાશક : પં. મયાશંકર શર્મા, આચાર્ય, ગુરુકુલ મહાવિદ્યાલય, શુકલતીર્થ.

॥ ओ३म् ॥

# — સન્ધ્યા —

પ્રથમ ગાયત્રી મંત્ર બોલી શિખા બંધન કરવું.

આચમનમંત્ર—આ મંત્ર બોલી ત્રણ આચમન કરવાં.

**ओं शंनो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शंयोरभिस्रवन्तु नः ॥ ऋ० १० । ९ । ४ ॥**

ભાવાર્થ—

હે દિવ્યગુણવાળા વ્યાપક પરમાત્મન્! આપ અભીષ્ટ ( ઇચ્છિત ) તૃપ્તિને માટે અમને સુખકારક માર્ગ બતાવો, અને અમારા ઉપર સુખ અને આરોગ્ય વરસાવો.

શબ્દાર્થ—

| | |
|---|---|
| **देवीः** = દિવ્યગુણવાળા | **नः** = અમને |
| **आपः** = વ્યાપક | **शम्** = સુખકારક |
| **अभिष्टये** = ઇચ્છિત | **भवन्तु** = થાઓ, બતાઓ |
| **पीतये** = સુખના અનુભવ માટે, તૃપ્તિ માટે | **योः** = આરોગ્ય |
| | **अभिस्रवन्तुः** = આપો, વરસાવો |

ઇંદ્રિય-સ્પર્શ મંત્ર.

**ओं वाक्वाक् । ओं प्राणःप्राणः । ओं चक्षुःचक्षुः । ओं श्रोत्रंश्रोत्रम् । ओं नाभिः । ओं हृदयम् । ओं कण्ठः । ओं शिरः । ओं बाहुभ्यां यशोबलम् । करतलकरपृष्ठे ॥**

ભાવાર્થ—

હે પ્રભો! અમારી વાણીમાં સત્ય બોલવાની શક્તિ આપો, પ્રાણમાં જીવનશકિત આપો. નેત્રમાં જોવાની શકિત આપો, કાનમાં સાંભળવાની શકિત આપો, નાભિ પવિત્ર કરો, કંઠ પવિત્ર કરો, બુદ્ધિ પવિત્ર કરો, બાહુથી

યશ અને બળ મેળવવાની શકિત આપો, પવિત્ર કાયો કરાવી કરતલ અને કરપૃષ્ઠ પવિત્ર કરો

શબ્દાર્થ—

**वाक्वाक्** = વાણીમાં વાક-શક્તિ
**प्राणःप्राणः** = પ્રાણમાં જીવન શક્તિ
**चक्षुः चक्षुः**=નેત્રમાં જોવાની શક્તિ
**श्रोत्रं श्रोत्रम्** = કાનમાં સાંભળવાની શક્તિ
**नाभिः** = નાભિ
**हृदयम्** = હૃદય
**कण्ठः** = કંઠ
**शिरः** = મસ્તિષ્ક ( બુદ્ધિ )
**बाहुभ्याम** = બે બાહુથી
**यशोबलम्** = કીર્તિ અને બળ
**करतलकरपृष्ठे** = હાથનું તળીયું અને પાછલો ભાગ

માર્જન મંત્ર.

**ओं भूः पुनातु शिरसि। ओं भुवः पुनातु नेत्रयोः॥ ओं स्वः पुनातु कण्ठे। ओं महः पुनातु हृदये। ओं जनः पुनातु नाभ्याम्। ओं तपः पुनातु पादयोः। ओं सत्यं पुनातु पुनः शिरसि। ओं खं ब्रह्म पुनातु सर्वत्र॥**

ભાવાર્થ—

હે જગતના પ્રાણસ્વરૂપ પરમાત્મા અમારી બુદ્ધિ પવિત્ર કરો !

હે દુઃખ દૂર કરનાર પ્રભો અમારાં નેત્ર પવિત્ર કરો !

હે સર્વ જગતને ચલાવનાર વિભો અમારા કંઠને પવિત્ર કરો !

હે મહાન પૂજનીય ઈશ્વર અમારી હૃદયને પવિત્ર કરો !

હે સર્વને ઉત્પન્ન કરનાર પરમેશ્વર અમારી નાભિને પવિત્ર કરો !

હે જ્ઞાનસ્વરૂપ પરમાત્મા અમારા ચરણોને પાપકર્મમાં જતાં રોકી પવિત્ર કર્મમાં પ્રેરો !

હે અવિનાશી ઇશ્વર અમારી બુદ્ધિને વારંવાર પવિત્ર કરો !

હે આકાશસ્વરૂપ વ્યાપક પ્રભો અમારાં સર્વ અંગો પવિત્ર કરો !

શબ્દાર્થ—

| | |
|---|---|
| **भूः** = પ્રાણસ્વરૂપ | **जनः** = જગદુત્પાદક |
| **पुनातु** = પવિત્રકરો | **नाभ्याम्** = નાભિમાં |
| **शिरसि** = માથામાં (બુદ્ધિને) | **तपः** = જ્ઞાનસ્વરૂપ |
| **भुवः** = દુ:ખ વિનાશક | **पादयोः** = બે પગમાં |
| **नेत्रयोः** = બે આંખોમાં | **सत्यम्** = અવિનાશી |
| **स्वः** = સર્વ જગતને ચલાવનાર | **पुनः** = ફરીથી ( વારંવાર ) |
| | **खम्** = આકાશ સ્વરૂપ |
| **कण्ठे** = કંઠમાં | **ब्रह्म** = વ્યાપક સ્વરૂપ, સર્વથી મહાન, |
| **महः** = મહાન, પૂજનીય | |
| **हृदये** = હૃદયમાં | **सर्वत्र** = સર્વ અંગોમાં ,બધે |

પ્રાણાયામ મંત્ર.

**ओं भूः । ओं भुवः । ओं स्वः । ओं महः । ओं जनः । ओं तपः । ओं सत्यम् ॥**

ભાવાર્થ- -

હે પ્રાણસ્વરૂપ, હે દુ:ખવિનાશક, હે સુખસ્વરૂપ, હે પૂજનીય, હે સર્વોત્પાદક, હે જ્ઞાનસ્વરૂપ, હે અવિનાશી ( અમને પવિત્ર કરો ).

શબ્દાર્થ—

भूः = પ્રાણ સ્વરૂપ
भुवः = દુઃખવિનાશક
स्वः સુખસ્વરૂપ
महः = પૂજનીય, મહાન્
जनः = સર્વને ઉત્પન્ન કરનાર
तपः જ્ઞાનસ્વરૂપ
सत्यम् = અવિનાશી

## અઘમર્ષણ મંત્રો.

ओं ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत। ततो रात्र्यजायत। ततः समुद्रो अर्णवः॥ ऋ० १०।१९०।१॥

ભાવાર્થ—

સત્ય જ્ઞાનસ્વરૂપ વેદ અને પ્રકૃતિ સર્વદા પ્રદીપ્ત પરમાત્માના જ્ઞાનથી પ્રકટ થાય છે. પ્રલયકાળ અને પાણીથી ભરેલો સમુદ્ર પણ તે જ સામર્થ્યથી ઉત્પન્ન થાય છે.

શબ્દાર્થ—

ऋतम् = સત્યજ્ઞાન ( વેદ )
च = અને
अभीद्धात् = પ્રદીપ્ત
तपसः = જ્ઞાનમાંથી
अध्यजायत = પ્રકટ થાય છે
ततः = તેનાથી
रात्री = પ્રલયકાળરૂપી રાત્રિ
अजायत = થાય છે
अर्णवः = પાણીથી ભરેલો
समुद्रः = સમુદ્ર

ओं समुद्रादर्णवादधिसंवत्सरो अजायत। अहोरात्राणि विदधद्विश्वस्य मिषतोवशी॥ ऋ० १०।१९०।२॥

ભાવાર્થ—

સર્વને વશમાં રાખનાર પ્રભુની સ્વાભાવિક શકિતથી જ દિવસ, રાત, પક્ષ, માસ અને સંવત્સર ( વર્ષ ) આદિ સમય પણ બન્યો છે.

શબ્દાર્થ—

अर्णवात् = જલપૂર્ણ
समुद्रात् = સમુદ્ર પછી
संवत्सरः = સમય
अधि अजायत = ઉત્પન્ન થાય છે
वशी = સર્વને વશમાં રાખનાર
विश्वस्य मिषतः = પ્રભુની સ્વાભાવિક શક્તિથી
अहोरात्राणि = રાત્રિ-દિવસ
विदधत् = व्यदधात् = બનાવેછે

ओं सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्। दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः॥ ऋ० १०। १९०। ३॥

ભાવાર્થ—

સર્વને ધારણ કરનાર પ્રભુએ સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી અને સુખદાયક જગત્ જેમ પૂર્વકલ્પમાં બનાવ્યાં હતાં તેમ આ કલ્પમાં પણ બનાવ્યાં છે.

શબ્દાર્થ—

धाता = ધારણ કરનાર
सूर्याचन्द्रमसौ = સૂર્ય, ચંન્દ્ર
दिवम् = અગ્નિ
अन्तरिक्षम् = આકાશ
पृथिवीम् = પૃથ્વી
स्वः = સુખદાયક જગત્
यथापूर्वम् = પૂર્વ કલ્પ પ્રમાણે
अकल्पयत् = બનાવે છે

મનસા પરિક્રમણના મંત્રો.

ओं प्राचीदिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः॥ अथर्वकाण्ड ३। २७। १॥

ભાવાર્થ—

પૂર્વ દિશાના સ્વામી જ્ઞાનસ્વરૂપ પરમાત્મા છે, તે બંધનરહિત એટલે સ્વતંત્ર છે. તે અમારૂં રક્ષણ કરનારા

થાવ. સૂર્યનાં કિરણો એ પ્રભુના બાણરૂપ છે અથાત્ તે દ્વારા સંસારનું રક્ષણ કરે છે.

એ પ્રભુને અમારા નમસ્કાર હો, એ રક્ષણ કરનારને અમારા નમસ્કાર હો, એ બાણોને અર્થાત્ રક્ષણનાં સાધનોને જોઈ અમારૂં મસ્તક પ્રભુને નમતું રહો.

જે અમારો દ્વેષ કરે અને અમે જેનો દ્વેષ કરીએ એ ઉભય દ્વેષ્ટાઓ અમે પ્રભુના ન્યાયમાં જઇએ. જેથી અમારો દ્વેષ દૂર થાય અને અમે પરસ્પર મિત્ર બનીએ.

શબ્દાર્થ—

| | |
|---|---|
| अग्निः = તેજસ્વરૂપ | एभ्यः = એ |
| प्राचीदिक् = પૂર્વ દિશાનો | इषुभ्यः = બાણોને |
| अधिपतिः = સ્વામી | यः = જે |
| असितः = બંધનરહિત | अस्मान् = અમને ( અમારો ) |
| रक्षिता = રક્ષણ કરનાર | द्वेष्टि = દ્રોહ કરે છે |
| आदित्याः = સૂર્ય | यम् = જેને |
| इषवः = બાણ–દુઃખ દૂર કરવાનું સાધન | वयम् = અમે |
| | द्विष्मः = દ્રોહ કરીએ છીએ |
| रक्षितृभ्यः = રક્ષણ કરનાર | तम् = તેને ( અને અમને ) |
| तेभ्यः = તે | वः = તમારા |
| अधिपतिभ्यः = સ્વામીને | जम्भे = વશમાં–ન્યાયમાં |
| नमः = નમસ્કાર | दध्मः = ધારણ કરીએ છીએ મૂકીએ છીએ |
| अस्तु = હો | |

ओं दक्षिणादिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः । तेभ्यो० ॥ अथर्वकाण्ड ३ । २७ । २ ॥

ભાવાર્થ—

દક્ષિણ દિશાના સ્વામી પૂર્ણ ઐશ્વર્યવાન પરમાત્મા

છે. તિર્યક્ પશુ આદિ પ્રાણીઓમાં પણ એ વિરાજમાન છે. બળ, બુદ્ધિ અને સદાચારવાળા વિદ્વાન્ માણુસો પ્રભુના બાણુસ્વરૂપ છે. અર્થાત્ તેઓ મારફત જગતનું રક્ષણ કરે છે.

શબ્દાર્થ—

**दक्षिणादिक्**=દક્ષિણ દિશાનો પ્રાણિઓમાં પણ વિરાજમાન
**इन्द्रः** = પરમૈશ્વર્યવાન् **राज्** = પ્રકાશવું
**तिरश्चिराजी**=તિર્યક્ આદિ **पितरः** = પાલનકર્તા-વિદ્વાન

**ओं प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकूरक्षितान्नमिषवः। तेभ्यो० ॥ अथर्वकाण्ड ३ । २७ । ३ ॥**

ભાવાર્થ—

પશ્ચિમ દિશાના સ્વામી સર્વશ્રેષ્ઠ પરમાત્મા છે. તે મનુષ્યોમાં જ્ઞાન અને વાણી આપનાર છે. તે રક્ષણ કરનાર છે, અને અન્ન તેના બાણુસ્વરૂપ છે. અર્થાત્ તે દ્વારા પ્રભુ જગત્‌ને નિભાવે છે.

શબ્દાર્થ—

**प्रतीचीदिक्** = પશ્ચિમ દિશાનો **पृदाकुः** = મનુષ્યોમાં જ્ઞાન પ્રેરનાર (पृन्सु जनसमुहेषु ज्ञानम् अञ्चयति प्रगयति स पृदाकुः।
**वरुणः** = સર્વ શ્રેષ્ઠ સ્વરૂપ

**ओं उदीचीदिक्सोमोऽधिपतिः स्वजो रक्षिताशनिरिषवः। तेभ्यो० ॥ अथर्वकाण्ड ३ । २७ । ४ ॥**

ભાવાર્થ—

ઉત્તર દિશાના સ્વામી શાન્તસ્વરૂપ પરમાત્મા છે, તે સ્વયંભૂ છે: અશનિ-વિદ્યુદાદિ તેજ તેમનાં બાણુસ્વરૂપ છે. એટલે કે તેનાથી જગતનું રક્ષણ કરે છે.

શબ્દાર્થ—

उदीचीदिक्=ઉત્તર દિશાનો
सोमः = શાન્તિદાતા
अन्नम्=ધૃતાદિ વિષનાશક પદાર્થ
स्वजः = સ્વયંભૂ, અજન્મા
अशनिः = વિદ્યુત્, પ્રકાશ

**ओं ध्रुवादिग्विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः। तेभ्यो०॥ अथर्वकाण्ड ३।२७।५॥**

ભાવાર્થ—

નીચેની દિશાના સ્વામી સર્વવ્યાપક પરમાત્મા છે. ઉપર જોવામાં આવતી કાળાશ અથવા વરસાદનાં કાળાં અને ધોળાં વાદળાં એ વિશ્વમૂર્તિ પરમાત્માના ગ્રીવાસ્થાને છે, અને વરસાદથી ઉત્પન્ન થનારી ઓષધીઓ પ્રભુના બાણુરૂપે છે. અર્થાત્ ઔષધિઓ રક્ષણનું સાધન છે.

શબ્દાર્થ—

ध्रुवादिक् =નીચેની દિશાના
विष्णुः = વ્યાપકસ્વરૂપ
कल्माषग्रीवः = વર્ષાઋતુનાં કાળાં અને ધોળાં વાદળાં જેની ગ્રીવા સમાન છે તે ઈશ્વર
वीरुधः = વૃક્ષલતાદિ

**ओं ऊर्ध्वादिग्बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्षमिषवः। तेभ्यो०। अथर्वकाण्ड ३।२७।६॥**

ભાવાર્થ—

ઉપરની દિશાના સ્વામી વાણીના અધિપતિ તથા સર્વથી મહાન પરમાત્મા અધિષ્ઠાતા છે, તે સર્વથા શુદ્ધ છે. અને વરસાદ પ્રભુના બાણસ્વરૂપ છે એટલે તે દ્વારા તેઓ સંસારનું રક્ષણ કરે છે.

શબ્દાર્થ—

| | |
|---|---|
| **ऊर्ध्वादिक्**=ઉપરની દિશાનો | **श्वित्रः** = શુદ્ધ ( श्वेतते इति श्वित्रः ) |
| **बृहस्पतिः** = સર્વથી મહાન્ | **वर्षम्** = વરસાદનું પાણી |

ઉપસ્થાનના મંત્રો.

**ओं उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ ऋ० १ । ५० । १० ॥**

ભાવાર્થ—

પરમાત્મા અંધકાર(પાપ)થી દૂર છે. સર્વત્ર વિદ્યમાન તેમજ સુખસ્વરૂપ છે. સર્વથી ઉત્કૃષ્ટ અને દેવોના પણ અધિદેવ છે. એવા ચરાચર જગતના આત્માસ્વરૂપ અને ઉત્તમ તેજ:સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને માટે અમે તેમને શરણે જઇએ છીએ.

શબ્દાર્થ—

| | |
|---|---|
| **तमसः** = અંધકાર (પાપથી) | **सूर्यम्** = ચરાચર જગતના આત્માસ્વરૂપ |
| **परस्तात्** = દૂર | **उत्तमम्** = ઉત્તમ |
| **परिः** = સર્વત્ર | **ज्योतिः** = તેજ, સ્વરૂપ |
| **स्वः** = સુખસ્વરૂપ | **पश्यन्तः**=સાક્ષાત્કાર કરવા માટે |
| **उत्तरम्** = સર્વથી ઉત્કૃષ્ટ | **वयम्** = અમે |
| **देवत्रा देवम्** = દેવોના અધિદેવ | **उद्+अगन्म**=શરણે જઇએ છીએ |

**ओं उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥ ऋ० १ । ५० । १ ॥**

ભાવાર્થ—

જેનાથી વેદ તથા સૂર્યાદિ પદાર્થો ઉત્પન્ન થયા છે,

એવા ચરાચરના આત્માસ્વરૂપ તે દેવને જગત્ સારી રીતે જાણી શકે તે માટે સંસારની રચના સર્વત્ર ફેલાઈ રહી છે!

શબ્દાર્થ—

जातवेदसम् = જેનાથી વેદ ઉત્પન્નથયા છે, તે
सूर्यम् = ચરાચરના આત્મા-સ્વરૂપ
देवम् = દિવ્યગુણવાળા
त्यम् = તે
विश्वाय = વિશ્વને
दृशे = જોવાને માટે
केतवः = પ્રભુનું અનુમાન કરાવનારી સંસારની રચના
उद् + वहन्ति = સર્વત્ર વહન કરે છે, ફેલાય છે
उ = ( આશ્ચર્ય બતાવે છે )

ओं चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः। आप्राद्यावापृथिवीअन्तरिक्षꣳ सूर्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा॥ ऋ० १।११५।१॥

ભાવાર્થ—

પરમાત્મા વિદ્વાનોને પણ ચકિત કરનાર, મહાન્ બલસ્વરૂપ, વાયુ, જલ અને અગ્નિને પણ નિયમમાં રાખનાર તરીકે પ્રકટ છે. સ્વર્ગ, પૃથ્વી અને આકાશમાં તે વ્યાપક છે. તે પ્રભુ સ્થાવર અને જંગમ જગત્નો અંતર્યામી છે. તે પરમાત્માની અમે ભકિત કરીએ છીએ.

શબ્દાર્થ—

देवानाम् = વિદ્વાનોને
चित्रम् = ચકિત કરનાર
अनीकम् = બલસ્વરૂપ
मित्रस्य = વાયુને
वरुणस्य = જલને
द्यावापृथिवी अन्तरिक्षम् = સ્વર્ગ પૃથ્વી અને આકાશ
आप्राः = व्याप्त्या अपूरयत् = વ્યાપક છે.
सूर्यः = પ્રભુ

| | |
|---|---|
| **अग्नेः** = અગ્નિને | **तस्थुषः** = સ્થાવરનો |
| **चक्षुः** = દોરનાર, નિયમમાં રાખનાર | **जगतः** = જંગમનો |
| **उद्गात्** = પ્રકટ થાય છે | **आत्मा** = અન્તર્યામી |
| | **स्वाहा** = તે પરમાત્માની સુંદર શબ્દોમાં અમે સ્તુતિ કરીએછીએ |

**ओं तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत्। पश्येम शरदः शतं जीवेम शरदः शत᳖ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥**
**यजु० ३६।२४ ॥**

ભાવાર્થ—

વિદ્વાનોના સહાયક એવા તે શુદ્ધસ્વરૂપ પરમાત્મા સૃષ્ટિની પૂર્વેથી પણ બધાને દોરનાર અને પ્રેરનાર છે. તે પરમાત્માની કૃપાથી અમે પરાધીનતાથી રહિત થઇને સો વર્ષ સુધી તેના મહિમાને જોઇએ, સો વર્ષ સુધી જીવીએ, સો વર્ષ તેના યશોગાન સાંભળીએ, સો વર્ષ સુધી તેના ગુણગાન કરીએ અને એજ પ્રમાણે તેથી વધારે જીવીએ તો પણ તે પ્રમાણે વર્તીએ.

શબ્દાર્થ—

**तत्** = તે

| | |
|---|---|
| **देवहितम्** = વિદ્વાન -સદાચારીના સહાયક | **स्याम** = અમે થઇએ |
| **शुक्रम्** = શુદ્ધ સ્વરૂપ | **शरदः शतम्** = સો શરદ ઋતુઓ સુધી—સો વર્ષ સુધી |
| **पुरस्तात्** = સૃષ્ટિ પૂર્વેથી પણ વિદ્યમાન | **पश्येम** = જોઇએ |
| **चक्षुः** = દોરનાર | **जीवेम** = જીવીએ |
| | **शृणुयाम** = સાંભળીએ |

अदीनाः = પરાધીનતાથી રહિત
उच्चरत् = પ્રેરનાર, સર્વોત્કૃષ્ટ
प्रब्रवाम = બોલીએ
शरदः शतात् = સો શરદ કરતાં
भूयः = વધારે

## ગાયત્રી મંત્ર.

આ મંત્રનો ઓછામાં ઓછો પાંચ મિનિટ સુધી જપ કરવો.

ओं भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ ऋ० ३ । ६२ । १० ॥
यजु० ३६ । ३ ॥

ભાવાર્થ—

તે પરમાત્મા રક્ષણકર્તા, પ્રાણસ્વરૂપ, સર્વ દુઃખોને દૂર કરનાર, અને સુખસ્વરૂપ છે. તે જગદુત્પાદક દિવ્ય ગુણવાળા પરમેશ્વરના તે સર્વોત્તમ પાપદાહક તેજને અમે ધારણ કરીએ, કે જે પરમાત્મા અમારી બુદ્ધિને સત્કાર્યમાં પ્રેરે ।

શબ્દાર્થ—

ओ३म् = રક્ષણકર્ત્તા
भूः = પ્રાણસ્વરૂપ
भुवः = સર્વ દુઃખોને દૂર કરનાર
स्वः = સુખસ્વરૂપ
सवितुः = જગદુત્પાદક
देवस्य = દિવ્યગુણવાળા
तत् = તે
वरेण्यम् = સર્વોત્કૃષ્ટ
भर्गः = પાપદાહક તેજ
धीमहि = અમે ધારણ કરીએ
यः = જે
नः = અમારી
धियः = બુદ્ધિ
प्रचोदयात् = સત્કાર્યમાં પ્રેરે.

## ઈશ્વરનમસ્કાર મંત્ર.

**ओं नमः शम्भवाय च मयोभवाय च । नमः शंकराय च मयस्कराय च । नमः शिवाय च शिवतराय च ॥**

**यजु० १६ । । ४१ ॥**

ભાવાર્થ—

તે સુખના હેતુ અને આનંદમય પરમાત્માને નમસ્કાર હો! તે કલ્યાણકારી અને સુખદાતા પરમાત્માને નમસ્કાર હો! તે જગદાધાર અને મંગલસ્વરૂપ પરમાત્માને અમારા નમસ્કાર હો!

શબ્દાર્થ—

**शम्भवाय** = સુખનો હેતુ
**मयोभवाय** = આનન્દમય
**नमः** = નમસ્કાર
**शंकराय** = કલ્યાણકારી
**मयस्कराय** = સુખદાતા
**शिवाय** = જગદાધાર
**(शेते जगत् अस्मिन् स शिवः)**
**शिवतराय** = મંગલસ્વરૂપ

